# નારી કે નાગણ



રચનાર-બુકસેલર જદુલાલ નારણદાસ મુ. નડીઆદ.

# નારી કે નાગણ

યાને

# પાપનો ફેજ

જ્ઞાન સાથે ગમ્મત આપનારી બોધક સંપૂર્ણ વાર્તા

લેખક

કવિ જોઇતારામ ભગવાનદાસ

મુ. અનારા (બાસીંદા)

પાસેથી સર્વ હક્ક ખરીદ કરી છપાવી પ્રસીદ્ધ કરનાર

બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસી

મુ. નડીઆદ

આવૃતી ૪ થી પ્રત ૨૦૦૦

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીન્ટિંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપી.



સંવત ૧૯૮૪ કીંમત ૦-૪-૦

# વાંચવા લાયક ઉત્તમ પુસ્તકો તૈયાર છે



તૈયાર છે

## નવીન પુસ્તકો

સંસાર સેત્રંજ યાને ડોલતી દુનીયા

રાજમહેલનું રમખાણુ યાને પ્રેમનું તોફાન

આકાશમાં ઉડતો ચમત્કારી ઘોડો

પ્રેમની પીસ્તોલ યાને બાયડી કે શાયડી

દરેક મોટા નાના શહેરોમાં તમામ બુકસેલરો વેચે છે.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર જદુલાલ નારણદાસ**

મુ. નડીઆદ

# નારી કે નાગણ યાને પાપનો ફેજ.

## ( ભાગ ૧ લો )

રાગ—શશીકાન્ત મારા લગ્નની કંકોતરી તમે વાંચજો.

**નવલશા—**

વ્હાલી, જરા આવો અહીં આ સાંભળી મુજ વિનતિ,

**વીજકોર—**

હા. લ્યો કહો હું આવી આ તમ જેવી નવરી તો નથી.

**કર્તા—**

સિંહણ સમી તડુકતી, શેઠાણી વદતી નીકળી;
બેઠા નવલશા ત્યાં સુધી, તકીઆ ઉપર આડા પડી. ૧

**વીજકોર—**

લ્યો લ્યો ભસી નાખો હવે મુને બોલાવી કેમ છે ?
જઇ આવું હું દર્શન કરી કોટારજીનું નેમ છે.

**નવલશા—**

ના, ના, જરા બેસો તમે મારે તમારૂં કામ છે,
વેપારમાં બૈરાં તણું પહેલું લખેલું નામ છે. ૨
કહો આપણી પાસે ઘણું નાણું હવે ભેગું થયું,
ક્યાં રોકવું ? ક્યાં મુકવું ? એ તો નહી જાએ કળ્યું.

**વીજકોર—**

હીસાબ મુજને દો બતાવી કેટલા પૈસા બધા ?
ક્યાં ક્યાંથી એ આવીઆ ? પહેલાં હતા તે કેટલા ? ૩

**નવલશા—**

જો આપણા વેપારના પહેલા જ પાંચ હજાર છે;
હજાર દસ ટોટલ થયા, પૈસા તણા શો ભાર છે,
જો આપણી જે દીકરી લીલી થકી મોટી હતી
તે ઉપજ્યા તેના બધા ચીંતા બધી ગઇ છે મટી. ૪

**વીજકોર—**

વળી આપણી લીલી ઘણી રૂપાળી રંગે છે રૂડી;
તેના વળી કંઇ આવશે તો બાઝશે સારી મૂડી.
લીલી તણા રૂપ ગુણની અહિં ના કદર કોઇ કરે
જો જઇએ અમદાવાદ તો ત્યાં આપણું કામ જ સરે. ૫
લીલી તણા ત્યાં દામ પુરા ઉપજે અહીંયાં થકી,
ઉમર વરસ થઇ સોળની લીલી તણી તો છે નક્કી.
વેપાર વૃદ્ધી ત્યાં થશે થાપણ બધી રોકી કરી,
તેથી વળી પુછી જુઓ એ સંમતિ કાન્તિ તણી. ૬

**નવલશા—**

ઓ કાન્તી! કાન્તી! કહી નવલશાએ બુમો મારી કંઇ.

**કર્તા—**

ચશ્મા ચઢાવીને અડાવી બુટ ને તૈયાર થઇ
થઇને જેન્ટલમેન એ ભભકા ભર્યા કંઇ ડ્રેસમાં;
આવી અરે સામો ઉભો એ કાન્તી ભારે વેશમાં, ૭

**કાન્તી—**

ડોસા! કહો શું કામ છે? અમને નહી નવરાસ છે;

મિત્રો તણી મીટીંગમાં મારી જરૂર ત્યાં ખાસ છે,
વળી આજ અમદાવાદ તો મારે જરૂર જાવું પડે;
છે ખેલ સારો આજનો બળીરાયનો પહેલો પડે. ૮

**નવલશા—**

તું બેસ બેટા આમ આવી છેક મુરખો થાય છે;
તું પાણી પેઠે વાપરે પૈસો જ પણ જીવ જાય છે.

**કાન્તી—**

ડા'પણ તમારૂં ડાટી દો મીજાજ મારો જાય છે;

**નવલશા—**

લે, લે, હવે એ નહિ કહું, હા–ના તને શું થાય છે. ૯
સાંભળ હવે ઓ કાન્તી આશું આપણે કરવું અહિં
પૈસો ઘણો ભેગો થયો મુકવા તણો અહીં માગ નહિ.
માટે જ અમદાવાદ જઇ વેપાર ભારે વ્હોરીએ;
આ ગામડાનાં ઝુપડાં છોડી ચઢીએ મેડીએ. ૧૦
શી તારી તેમાં સંમતિ તે ભાઇ મુજને કે' અહિં,
ગમશે તને ત્યાં ભાઇ કે ધંધો અહિં કાંઇ નહિ.

**કાન્તી—**

સારૂ થયું વિચાર અમદાવાદ જવાનો થયો.
નહિ તો જવાનો એકલો વિચાર મેં તો આદર્યો. ૧૧
નાટક સીનેમા જોઇશું સરકસ તણા ખેલો કંઇ,
હોટેલ ને વીશીઓ તણા વિલાસમાં રમશું જઇ,
માટે પીતાજી આપણે તૈયાર પહેલા તો થશું,

અંદેશો ના અંતર ધરો આનંદથી ત્યાં આવશુ. ૧૨

**કર્તા—**

પ્રિય પાઠકો હીસ્ટ્રી નવલશાની સુણો આ પુર્વની.
જેથી કથા આ વાંચતાં સુગમ પડે એ સર્વની.
હતું એક કાઠીઆવાડમાં ધનવાન સારૂં ગામડું.
ત્યાં તો જનમથી રે નવલશાનું કુટુંબ રહેતું હતું. ૧૩
છે વ્યાજ વરાનો પુર્વની પેઢી તણો ધંધો હતો,
માતાપીતા ગુજરી ગયાં નાનો નવલશા તો હતો,
શરૂઆતમાં ઉછરી સગાને ઘેર તે મોટો થયો;
કરી નેસ્તીની દુકાનને વ્યવહાર શરૂ ત્યાંથી કર્યો. ૧૪
થયું લગ્ન તેનું તે પછી કુળમાં જરા મોટો હતો;
ઉમર થતી ગઈ જેમ તેની બુધ્ધિમાં વધતો જતો.
તે ગામમાં જ્યાં ત્યાં નવલશા નામ જાહેર થઇ ગયું.
પંચાતમાં પુરા હતા ઓશીઆળુ તેથી સૌ થયું. ૧૫
એ દાબનો લઈ લાભ શેઠે કંઈ કર્યાં ઉંધાં છતાં;
ચલવી કલમ કંઇ કારમી સૌ જન ઘણાં ભેળાં હતાં.
ઉપાડમાં પૈસા ધીરી દોઢા સવાયા કરે;
વ્યાજે ધીરી નાણું પછી જમદુત સમ જુલમ કરે. ૧૬
પુંકી પુંકી ચુસી લીધું હૈવત બધું ખેડુતનું
નીર્માલ્ય હાલતમાં મુકયા ધન ધાન્ય હરી ખેડુતનું,
ના દાદ કે ફર્યાદ ના હિસાબ તેનો કો જુએ.
જ્યાં ત્યાં નવલશા વાળી વાતો લોક ત્યાં કંઈ અનુભવે ૧૭

છે સતતિમાં પુત્ર એક જ પુત્રી બે તેને થઇ.
ત્યાં શેઠની ઉમર વરસ પચાસની પુરી થઇ.
શેઠાણી ત્યાં એવે સમે મૃત્યુ અકાળે પામીઆં,
થયાં શેઠ વિધુર તેથી તો સંતાન માતા વિણ થયાં. ૧૮
ચીંતા વધી કંઇ અવનવી ના ચેન પડતું કંઇ નથી,
પઇસો હતો પાસે પુરો તેથી મતિ તેની ફરી.
સ્ત્રી લાવવા બીજી તણો વિચાર તેથી આદર્યો,
વળી લાગતે કંઇ વળગતે વિચાર જાહેર તે કર્યો ૧૯
હતી શેઠની ઉમર વધુ તેથી નકો માં માંડતું,
તેથી નવલશાએ વિચાર્યું હાય આએ શું થતું
પૈસો બધો આ છે પડયો મુવા પછી શા કામનો
સ્ત્રી વીણ આ સંસારમાં જાએ ન દીન આરામનો ૨૦
પેપર પ્રસિદ્ધ "સંસાર નૌકા" માં છપાવ્યું શું વળી
ઉમર વરસ પચાસના યુવાનને વરવા તણી.
ઇચ્છા થઇ તેથી છપાવી આ ખબર જાહેરની
પઇસે ટકે પુરો ખરો ખામી નહી વ્યવહારની. ૨૧
પૈસા પુરા મળશે વળી જાહેરે જેન્ટલમેન છે,
માટે પિતા કન્યા તણા આવો વખત ના સ્હેલ છે.
જાહેર ખબરો વાંચીને કન્યા તણા પીતા ઘણા,
પત્રો નવલશા પર કંઇ પુછાવતા આવ્યા ઘણા. ૨૨
હજાર કોઈ પાંચને કો સાતને વળી દસ તણી,
કન્યા ઉમર છે વર્ષની કો સાત દસ પંદર તણી

એમ માગણી કરતાં ઘણા પત્રો નવલશા પર વળ્યા,
એ જોઇને પોરો નવલશા હેતથી હરખ્યા ઘણા. ૨૩
કન્યા પસંદ સુંદર કરી પંદર વરસની જે હતી,
દઇ ગીની એક હજારને કન્યા અરે! લાવ્યા વરી.
સ્વરૂપમાં છે ઉર્વશી વીજકોર નામે તે હતી,
આવી અછતની તેથી તો મોઢે ચઢાવી છે અતી. ૨૪
મન ચ્હાય મોજે માણતી ના શેઠને ગણતી જરી,
જોઇ શેઠનાં પળીઆં અરે રોશે ભરી રહેતી ખરી.
ના આશ અંતરમાં હતી આ નાથ પાસે કામની,
વિરહે બળી વ્યાકુળ થઇ રોજે વિતાવે જામની. ૨૫
પઇસો હતો પાસે અરે! એ તેટલો ખરચી દીધો,
વાંઢો રહ્યો તેથી અરે! નીજ પુત્ર કાન્તિલાલ તો,
આ પુત્રી લીલી વેચીને આ પુત્રને પરણાવશું
પણ પુત્રીના અહિંઆં પુરા ન ઉપજે એવા વશું. ૨૬
વેચી હતી પુત્રી વડી તેના વળી ઉપજ્યા હતા,
હજાર પાંચ જ રોકડા ધંધો ચલાવા રાખીઆ.
હજાર પાંચજ આવીયા ઉઘરાણી આટોપી લીધી,
ટોટલ કરીને દસ હજારે કોથળી બાંધી દીધા. ૨૭
ધંધો સવાયો ત્યાં થશે વિચાર એવો તો કરી,
જ્યાં દોકડા પુરા ઉપજશે દેઈશું ત્યાં દીકરી,
ઠેકાણું પડશે કોક દાડો છોકરાનું ત્યાં વળી.
જો જઇએ અમદાવાદ તો પઇસો ઘણો રળશું વળી. ૨૮

છે આજ અમદાવાદ તો આવે વરસ વીતી ગયું,
તોય નવલશાહનું હજુ દીલ ના તો ટાઢુ થયું.
દુકાન ઘર ભાડે કરી પોતે નવલશા ત્યાં રહ્યા,
ધંધો કર્યો કાપડ તણો પણ ના સવાયા છે થયા. ૨૯

કાપડ તણી થાપણ અને ઉઘરાણીમાં રોકયા બધા,
ભરવા કરજ પોતા તણું, વ્યાજે કંઇ લીધા હતા
પેઢી ચલાવી પણ હતી, પહેલાં થકી વ્યવહારની
દુકાન તેથી ચાલતી, છુટી હતી ધીરધારની ૩૦

નાણાં અર્ધાં વિખરાઇ ગયા, થઇ ભીડ ભારે દામની
બીજી વળી સળગી ઉઠી, છે લ્હાય પણ ચોપાસની
લીલી તણું વેચાણ તો, હાયે હજુ છે ના થયું
મોટા થયેલા પુત્રને, વરવા તણું મન છે થયું ૩૧

એવા વિચારે રે નવલશાને, નથી અન ભાવતું
પસ્તાઇ પુરો તે પડયો, કહેતાં કંઇ ના સુઝતું
એક દીન બેઠો પુત્ર તો, પીતા તણી પાસે જઇ
પછી તેહ બોલ્યો ત્યાંહી તો, રાતો પીળો ગુસ્સે થઇ ૩૨

કાંતિ —

ડોસા તમે મુજને અરે, છેલ્લુ સુણાવી દો હવે
મુજ લગ્ન કયારે તો કરો, અવધી મુને આપો હવે
વિચાર અંતર તમ તણા, તે તો મુને કહી દો હવે
પરણ્યા વિના ચાલે નહી, નિશ્ચે કહું હું તો હવે ૩૩

**નવલશા—**

ઓ ભાઇ આ શું બોલીઓ, તુને શરમ આવે નહિ
ધોળાં થયા આ તેહનાં, મરીયાદ તેં રાખી નહિ
પરણાવશું ભાઇ તને, નાણું બધાં વપરાઇ ગયાં
થાશે ધીરે પણ હાલતો, નાણું બધાં ખાલી થયાં   ૩૪

**કાન્તી—**

ડોન્ટ યુ ઓ ! ડોકરા, યુ ઢેમ આ તેં શું કહ્યું
લાવ્યા હતા નાણું બધું, તે તો કહોને ક્યાં ગયું
તું સાઠ વરસે પરણીને, બેઠો અરે તેથી પત્યું
તારા સમી આ જગતમાં, સૌને વહાલી છે વહુ   ૩૫

**નવલશા—**

તું બેસ ડાહ્યા બોલતાં, અહિંઆ ધરાતો શું નહિ,
લે આપું વહુ તે લેતો જા–ચોઢયા તમાચા બે કહી

**કર્તા—**

કાન્તી ભરાયો ક્રોધથી, હંટર લઇ સામો થયો
દીધા તહીં દસ વીસ કંઇ, હિસાબ તેનો ના રહ્યો   ૩૬

**નવલશા—**

ઓ બાપરે, ઓ બાપરે કહી, ચીસ પાડે કારમી
કોઇ દોડજો, અહીં આવજો, આ માર ના શકતો ખમી

**કર્તા—**

વીજકોરને પડોશીઓ, દોડી તહાં આવી ગયાં
તો ત્યાં સુધી કાન્તિ તણા, પગલાં પલાયન થઇ ગયાં ૩૭

**કર્તા—**

પ્રીય પાઠકો કુપુત્રથી, કરણી કહું તે સાંભળો
કુપુત્ર કાન્તીલાલ તો, રહેતો હતો ના પાધરો
તે આવી અમદાવાદ તો, ચાળે ચઢયો તે કયારનો
ના બેસતો દુકાનમાં, ફરતો ફરે સવારનો ૩૮
જઈ લોજમાં નાસ્તો કરી, પશુ પેર તે ફરતો ફરે
ઈરાની કેરી હોટલે ચાના, પીએ પ્યાલા અરે !
દરકાર ના દુનીઆ તણી, સ્વચ્છંદથી તે ચાલતો
દેતા પીતાજી શીખ તો, દઇ સ્ટીક તે અડાવતો ૩૯
વાઇન ને વીસ્કી તણો, શોખીન તે પુરો બન્યો
પૈસા પુરા ના થાય તો, મહુડી તણો પીએ ઘણો
ચીરૂટનો પણ મહાવરો, દેશી બીડી હરામ છે
મીત્રો તણી મહેફીલમાં, આગળ પડેલું નામ છે ૪૦
તે આવતો ના ઘેર સુવા, સાંજરે રોજે વળી
ખીસ્સા મહી ખરચી ખુટે, તો આવતો કેમે કરી
છાનો રહી દુકાનનો, ગલ્લો વળી તપાસતો
જો હાથ લાગે દામ તો, ચોરી કરીને નાસતો ૪૧
અહીં તહીં બધે ફરી, વેળા વિતાવે તે બધી
નાટક સીનેમા જોઈને, રાત્રી વિતાવે અર્ધની
પછી રાત્રી અર્ધીએ જતો, રતની તણા એ ખાંજરે
મનગમતી મોજો માણીને, દી ઉગતાં પાછો ફરે ૪૨

**કર્તા—**

એ ખાંજરૂ શી ચીજ છે, તે તેઃ ઘણા ન જાણતા
હકીકત કહું તેની તમે, સુણી નહિ વહેમાઇ જતા
રતની તણા એક નામની, નારી અરે રહેતી હતી
જુવાનીમાં ગુણીકા તણો, ધંધો અરે કરતી હતી ૪૩
ત્યાં એવે અમદાવાદમાં, રાજા પ્રજાના દાબથી
ધંધો પડી ભાગ્યો બધો, ગુણીકા નીરધારી થઇ
વડાદરે કઈ છે ગઈ, મુંબઇ બીજી જઇને રહી
પણ એકલી રતની ભુલી, ધંધો અરે તે રહી અહીં ૪૪
કહેવત ખરેખરી એ ખરી, ગુણીકા ભલે ઘરડી થઇ
પણ જાય ના એ આખરે, કરતાં દલાલાં રે કંઇ
ઉખાણો એ રતની વિષે, સ.ચો ખરેખર છે પડયો
કરવા દલાલી કારણે, છે કાયદો એવો ઘડયો ૪૫
એક ડહેલું ભાડે રાખીયું, ત્યાં ઓરડી બે ત્રણ હતી
સાધારણે ત્યાં ગોઠવી, વિલાસની ચીજો બધી
વિલાસના શોખીનને, દેતી છુપી એ બાતમી
ધીમે ધીમે એ શહેરથી, થઈ છે ઘરાકી ચાલતી ૪૬
વિલાસના શોખીન ત્યાં, નર નારી આવે છે ઘણા
છટકેલ પણ સંતાન તે, તો સૌ તવંગર છે તણાં
આશક તણી આશા થકી, ત્યાં નારીઓ કો આવતી
વળી ખોળતા નર આવતા, માસુક તણી ઇચ્છા થકી ૪૭
આશક અને માશુક એ, બન્ને દલાલી આપતાં
ખીસ્સા ખરચ તે ઉપર, માસુકને મળતાં જતાં

કે'વાતા જેન્ટલમેનના, સંતાન જે શોખી હતાં
તે ખાંજરે કહી સાંજરે, ખાવા હવા બ્હાને જતાં ૪૮
એ ખાંજરે કાન્તી, નવલશાનો અરે નિત્યે જતો
રોજે વળી રામા થકી, રંગે રમી રાજી થતો
કાન્તી તણા ખીસ્સા મહી, એક દીન ખુટયા દામતો
એ તેથી આવ્યો ઘેર તો, પુરી કરી દમામ તો ૪૯
ત્યાં કાન્તીને ભેટો અચાનક, શેઠનો તો થઇ ગયો
જાણે જરૂર છટકી જશે, ધીમે રહી બોલાવીયો

**નવલશા—**

ઓ કાન્તી, કાન્તી આવને-બેટા જરા અહીં બેસને
શું આમ ગાંડો થાય છે, વેવારમાં કંઇ પેસને ૫૦

**કર્તા—**

એવું સુણી કાન્તી છુપાતો આવી બેઠો પાસ તે,
ત્યાં તો નવલશાએ શીખામણ દેવા માંડી ખાસ તે.

**નવલશા—**

તું સુણ દીકરા વાત આ બાબત બધીએ આમ છે;
દીકરા સુણો એ તો બધું જોખમ ભરેલું કામ છે. ૫૧
ના નાતમાં ના જાતમાં કયાંએ અરે જોતો નથી
વેવારમાં ના પાધરો એ તો બધું કેતો નથી
વેસ્યા કરી વ્હાલી અતી લીધો તહીં આરામ તેં
દીકરા સુણો એ તો બધું જોખમ ભરેલું કામ છે ૫૨
જઇ વીશીઓમાં ખાય છે હોટલ મહી ટીચાય છે

ભોજન બધાં ઘરનાં તજી તું ઢોબરે લલચાય છે
ના તુજ મુખે રે જરી શ્રીનાથજીનું નામ છે
દીકરા સુણો એ તો બધું જોખમ ભરેલું કામ છે   ૫૩
લલના તણી લગની મહી તન હાડપીંજર તું થયું
દીકરા બનો દાના તમે આ વૃદ્ધનું માની કહ્યું
તેં પાણી પેઠે વાપર્યાં ઘરનાં બધાં એ દામ જે
દીકરા સુણો એ તો બધું જોખમ ભરેલું કામ છે   ૫૪
લોકો ઘણા મુજને કહે કાન્તી ઘણો દારૂ પીએ
રે ! હાય ! આપણ વાણીયા તેથી અરે વટલાઇએ
લીલામ ઇજતનું થશે મોટું અરે આગ ।મ છે
દીકરા સુણો એ તો બધું જોખમ ભરેલું કામ છે   ૫૫

**કાન્તી—**

હા હા, હવે જાણ્યું બધું એવું કદી હું નહી કરૂં
આ માનજો સાચુ તમે સમ શ્રીહરીના ખાઉં છું

**કર્તા—**

કહી એમ એ રહેતો હતો પણ દાવ એ જોતો હતો
પઈસા તણો સ્વારથ હતો તેથી અરે ડાહ્યો થતો   ૫૬
લીલી તહીં અહીં શી દશા નજરે તે તો જરી તપાસીએ
ઉમ્મર વરસ અઢારની તો યે કુંવરી તે હતી
ના આપતું પઈસા પુરા માગે નવલશા જેટલા
નીજ પુત્ર પરણે ને વળી દેવું વળે તે તેટલા   ૫૭
તે કારણે લીલી તણું જોબન અકારજ જાય છે

દીન એક—વર્ષજ જેવડો લીલી તણો તો થાય છે
જોબન ખીલ્યું પુર બહારમાં નયનો રહ્યાં નાચી અરે
મલકાતી ખુબ મચકોડતી સ્હેજે નરોનું મન હુરે ૫૮
વૃદ્ધિ થયા જે કુચ તે અંતર પટે દર્શાવતી
કટી બંધનો એ વંકતો ઘડી એ ઘડી શું વાળતી
ગજગામીનીની ચાલ એ ચંચળ ચતુરા ચાલતી
ગૌરંગ અંગે છે વળી મોહુક સ્વરૂપે તે હતી ૫૯
તે આવી અમદાવાદ તો નીજ ગામથી એ જ્યારથી
બળતી અતી પાવક વિના કામાગ્નીથી તે કયારની
અલબેલા નર કંઇ જોઇને તેનું ચળી ચીતડું ગયુ
આવો મળે રસીલો અરે યાર એમ મનમાં થઇ રહ્યું ૬૦
પુરા કૃપણ છે શેઠ તે ખીસ્સા ખરચ દેતા નથી
પણ સ્હેજ ફરવા રે જતાં ત્યાં પાવલી ખર્ચાઇ જતી
એ પાવલીની લાલચે લીલી ચઢી કુમારગે
વૃદ્ધિ થઈ તેમાં વળી વ્યાપો મદન છે રગરગે ૬૧
જોબન ઝુકી તેનું રહયું—ના, ના હુજુ આલીક મળ્યો
એવા અતિ સંજોગ એથી લીલી તણો જીવ ના ખળ્યો
સખીઓ સહે ફરવા જવાનો રે પડયો છે મ્હાવરો
નાટક—સીનેમા—સર્કસોનો શોખ પણ પુરો ખરો ૬૨
લીલી તણો વિચાર એવો છે થયો હુમણાં થકી
કો બાંધવું ગ્રાહક સદાનું એ વિચારો છે નકી
તો જાય આવી આપદા અડચણ ટળે પૈસા તણી

એવા વિચારે શોધતી ચીંતા ધરી અંતર ઘણી ૬૩
અહીં કાંતિલાલે શું કર્યું તે તો જરા જઈ જોઇએ
કાન્તી ધરી શાંતિ રહ્યો ઘરમાં જરા નિહાળીએ
તે લાગ છે જોતો રહયો કંઇ માલ આવે હાથમાં
દઇ ચોટ તે મીત્રો તણી થાએ રપુચક સાથમાં ૬૪
દીન કેટલા એવો રહયો કાન્તી ધરી શાંતિ અહા
તેથી નવલશાને અરે વિશ્વાસ આવ્યો છે મહા
એક દીન સુંપી કુંચીઓ શેઠે બધી દુકાનની
ગયા ગામડે ઉઘરાણી એ કદર કરી દીકરા તણી ૬૫
આ લાગ આવ્યો જાણીને તપાસ્યું દુકાને જઇ
રોકડ હતી જે પાંચસોની તે બધી લીધી જઇ
કરી પેક તાળાંરે બધાં ત્રીજોરીનાં જેવાં હતાં
હું બહારગામે જાઉ છું કહે તો ગયો તેતો જતાં ૬૬
નાણું લઇને આવીયો રતની તણા તે ખાંજરે
બીલ ચુકવ્યું ત્યાં પાછલું હું આવવાનો સાંજરે
લેજે ભલેને ચાર્જ બમણો પણ અરે તુ રાખજે
ફ્સકલ સ નંબર આપણો જોઈ તપાસી રાખજે ૬૭
એવુ કહીને ચુકવ્યા હોટેલે વીશીઓના બીલો
દારૂ તણા બાકી હતા તે જઇ ચુકાવ્યા પણ બીલો
કયારે રવી આ આથમે અંતર ઉમળકો સ્પુરતો
કંઈ કાઢશું વિલાસમાં આ રાત્રી એ વિચારતો ૬૮
રવી આથમ્યો લોકો તણા ટોળા બધા તો ઘર વળ્યા

રતની તણા ઘર તર્ફ તો કાન્તી તણા પગલા પળ્યા
કંઇ ભાડે લાવીને ચઢાવ્યા અંગે ભારે ડરેશતો
ફક્કડ થઇ અક્કડ હીંડે સજીને છબીલા વેશતો ૬૯

વળી દોઢનો દેશી અરે વિલાયતી વસ્તુ એકનો
છે દોઢા દારૂ પી લીધો આધાર ના જરી નેકનો
વળી ફુંકતો ચીરૂટ મુખથી ભર બજારે ચાલીયો
ના ભાન છે નીજ વેહનું ઇચ્છીત મારગ ઝાલીઓ. ૭૦

રતની તણે એ બાંજરે આવ્યો પુરા નવ વાગતાં
ઓ રતની ? રતની ? કહી ઉભો ઘાંટા ધીમેથી પાડતો
એ સુણી રતની આવીને કાન્તી તણો કર ઝાલીયો
ભભકા ભર્યો એક ઓરડો દુરે રહી બતાવીઓ. ૭૧

કાન્તી લથડીઆં ખાતો ખાતો આવીયો તે ઓરડે
શો ઓરડો શણગારીઓ શોભા ન આવી કયાં જડે
શી હાંડીઓ તખ્તા રૂડા લેમ્પો બળે વળી ચોખુણે
ફોટા વિલાસી ટાંગીઆ એ પુષ્ટ તો ભીંતો તણી. ૭૨

બેરંગી ગાલીચા બીછાવ્યા ભોંયના તળીએ અરે
સુંદર પલંગજ પાથર્યો તે પર અરે ગાદી ખરે
તે પર અરે પોઢી રહી રંભા સમી એક સુંદરી
યોવન અને અતિ રૂપથી સોને સુગંધી છે મળી ૭૩

નિંદ્રીત તે નારી હતી તેથી ન કંઈ બોલતી
પ્યારી કહી પાસે પડયો કાંતિ અરે બેભાનથી

ઉઠી સફાળી સુંદરી જાણે અચાનક શું પડયું
જોઈ કાંતિને બોલી ધીમે–'ખળ્યું આમ શું કરતા રડયું' ૭૪

**કાન્તિ**–વ્હાલી હજુ તારા સમી એકે ન દીઠી સુંદરી
જગમાં ન જોટો તાહરો નીર્મ્યો નથી એ શ્રીહરી
મુજ બેન લીલી એકલી તારા સમી રૂપવાન છે
નખરાં અને લટકે તુંથી લીલી ઘણી હેવાન છે. ૭૫

**કર્તા**–આ કાન્તીનાં વેણો સુની લાલી ગુલાબી મુખની
ગઇ છે ઉડી શ્યામા મુખે છાયા છવાઇ દુઃખથી

**સ્ત્રી**–આવો અહીં પલંગપર રંગે રમીએ વ્હાલથી

**કર્તા**–કર ઝાલી કાન્તીને સુવાડયો છે નીશે બેહાલને ૭૬
નીજ પાસના ચપ્પુ થકી રે નાક કાન્તી કાપીયું
પછી થઇ રફુચક સુંદરી આ લ્હાણુ સારૂં આપીયું
પ્રિય પ ઠકો ! આરામ લ્યો આજે કથા આ સ્ટોપ છે
કરશું અધુરી પુરી બીજા ભાગમાં નવી નોકજે ૭૭



# ભાગ ૨ જો

**કર્તા**–નારી ગઈ તાળી દઇ કાન્તી પડયો બેભાનમાં
કંઇ કાળ જાતાં કળ વળી આવ્યો તહાં તે સાનમાં
આક્રંદ કરતો આકરૂ પાડી ચીસો કંઇ કારમી
આવી તહી દોડી અરે રતની ચીસો તે સાંભળી ૧
નજરે નિહાળી જોયું તો કાંતી પડયો રડતો હતો
છે રકતથી સર્વાંગ ભીંજ્યું ને પ્રવાહુજ ચાલતો
**રતની**–અરે હાય હમણાં આવશે સીપાઇ પૂરતો રોનમાં
ગુનેગાર ગણીને મુજને લેઇ જશે તે જેલમાં ૨
સમજાવી છાનો રાખી હું મુજ ઘર થકી દૂર જો કરૂ
ઉપાધી અળગી થાય ને વળી મોંતથી હું ઉગરૂં
**કર્તા**–વિચારતી વામા અરે આતો દગો કંઈ ખાસ છે
અતિ કંપતી સામે જઇ બેઠી અરે તે પાસ છે ૩
**રતની**–કહો કાંતીલાલજ શું થયું આ શી બની ઘટના બધી
છાના રહો શાન્તિ ધરી કહો વાત આ વિગત બધી
ઉપાય એનો યોજીયે બદમાસ નાસી જાય કયાં ?
તમ શત્રૂ લાવી આપશે ફરીઆદ કરશું ગેટમાં ૪
થઈ વીર છોડી ધીરશું નારી સમુ રડતા હશો
આંખો ફૂલે હૈયુ દુખે આમાં કહોને લાભ શો ?
માટે રહો છાના તમો માંડી વદો અહીં વાતને

સમજુ બધી વાતે તમો કાઢો ન મીથ્યા રાતને ૫

**કર્તા**–વાણી સુણી રતની તણી કાન્તી જરા છાનો રહ્યો।
કરી સાફ નયનો બોલીયો પણ રોષ ના ઓછો થયો

**કાન્તી**–તેં હેતરી મારી કરી પુરી ફજેતી હાયરે
ફરીઆદ હું તુજપર કરૂ તે રોષ મારો જાયરે ૬

**રતની**–શો દોષ એમાં માહરો અપવાદ એવો કાં ધરો
સેવા બજાવી આપની દ્યો તેહનો બદલો ખરો
થયું આપનું અપમાન તે હું માહરૂં સમજું થયું
કંઈ ખ્વાર થઈશું આપણે બીજા તણું કંઇ ના ગયું ૭
માટે રસીક રસના મીઠી આ દાસી સાથે વાપરો
સૌ સારાં વાનાં સાંપડે જો બે ઘડી શાન્તિ ધરો

**કર્તા**–કાન્તી ઉઠયો રતની તણી વાણી મધુરી સાંભળી
રૂમાલ પાસે છે પડયો તે પર જઈ દૃષ્ટિ કરી ૮

**કાન્તી**–લાવો જરા રૂમાલ પેલો મુખ મુજ ચોકખું કરૂં
પછી શાંન્તિથી રતની તમારૂ કહેવું સઘળું સાંભળું

**કર્તા**–રૂમાલ રતનીએ લઈ કર કાન્તીને આપ્યો જઇ
નિહાળતાં રૂમાલને કાન્તી પૂરી કાંતિ ગઇ ૯
જોતો ઝીણી નજરે વળી એ ફેરવી રૂમાલને
સર્વાંગ કંપ્યું તેહનું બોલ્યો ચઢાવી ભાલને

**કાન્તી**–ઓ રતની સાચું બોલજે આ નાર કયાંથી આવી'તી
શી નાતને શી જાતની શા નામની તે તો હતી. ૧૦

**રતની**–એવું સુણી રતની વદી કહો કાન્તીલાલજ કામ શું ?
શી તેની પરવા આપણે ના પુછીએ કે નામ શું ?
**કાન્તી**–રોષે વધો કાન્તી તહાં ભારે કરીને કોપ તે
તું બોલ સાચું શંખણી નહિં તો બતાવું રોફને ૧૧
હમણાં સુણાવું ગેટમાં દોરી જશે તુજને જેલમાં
ત્યાંતો બધુ માનીશ તું અહીં ના વદીશ તું ફેલમાં
**કર્તા**–કાન્તી તણા વચનો અંતર થકી અતિ કોપતાં
વિચારતી રતની ઉભી અનુમાન કરતી અવનવાં ૧૨
**રતની**–કહુ શેઠજી એ સાંભળો એ સ્ત્રી તમારી નાતની
વળી નામ લીલી તેહનું પુત્રી નવલશા તાતની
આ કહી બીના સઘળી ખરી તેમા જરા ખોટી નથી
જે હોય કરવું તે કરો જીવાડો કે મારે ાકદી. ૧૩
**કાન્તી**–મન સાથ ધાર્યું કાંતિલાલે વાત આ સાચી ખરી
રૂમલ આજે રહી ગયો લીલી તણો તે તો વળી
આપ્યો હતો મેં તેહને થોડા દિવસ ઉપર અરે
મેં ઓળખ્યો આ તેજ છે દિલ માહ્યરૂનિશ્ચય કરે ૧૪
મુજ બેન લીલી રોજ તો અહિંયા હશે તે આવતી.
વેશ્યા હશે નિર્દોષ તે વ્યભિચારમાં ફસાવતી
મુજ બેનને પ્યારી કહી આલીંગનો કંઈ આપીઆં
સંસારમાં સૌથી અમે વધુ બેઉ બનીઆં પાપીઆં ૧૫
સંસારમાં રહી હું હવે શું સુખ લઈ ફરતો ફરૂ

દુઃખમય બધો સંસાર છે તો ત્યાગ હું તેનો કરૂં
ભગવદ સ્મરણ કરી ભાવથી ભવ આ હવે હું તો તરૂં
કરૂ સેવના જંગલ તણી પ્રભુ ભક્તિમાં સુખથી મરૂ ૧૬
પણ પાપની મુરતી સમી આ રતની કેમ જ ઉગરે
જંગલ કરૂ હું સેવના એ લ્હેરમાં ફરતી ફરે
જો એ હશે જગ જીવતી તો કોઇને ફસાવશે
નિર્દોષને દોષીત કરી દોજખ મહિ દપૂનાવશે. ૧૭
તે માટે બદલો પાપનો તેને હવે તો આપવો
જંગલ તણો રસ્તો પછી અહિંઆં થકી તો માપવો
**કર્તા**-ખીસ્સા મહી ચપ્પુ હતું નીજ પાસ તે સંભાળીયું
કાઢયું ધીમે યુક્તિ કરી ખુલ્લું કરીને ધારીયું ૧૮
**કાન્તી**-રંડા અરે લે કૃત્યનો બદલો હવે આપુ તુને
તુજ પાપના પુંજે અરે ઢાંકી દીધો પુરો મને
બદલો અધુરો રહે કદી કીરતાર પાસે માંગજે
તે આપશે. તે આપશે, તુજ કૃત્ય બદલો આપશે. ૧૯
**કર્તા**-કહી એમ ચપ્પુ ભોંકીચું રતની તણા હૃદયે જહાં
ચીસ કારમી પાડી વળી ધરણી ઢળી તે તો તહાં
રતની તણો ત્યાં આતમા સ્વધામ પણ પહોંચી ગયો
કાંન્તી પછી ત્યાંથી ધીમા પગલે પલાયન થઈ ગયો. ૨૦
**કર્તા**-નીજ ઘેર જઇ લીલી અરે નિરાંતથી તે સુઇ ગઇ
નીજ ભ્રાતને જીવતો મુકયો તે ફક્ત ચીંતા રહી ગઈ

વિચાર એવો આદર્યો નિજભ્રાત મુખે વાત આ
જો પુટશે તો કાંન્તીનો કરવો જરૂર છે ઘાત હા? ૨૧

નિંદ્રા ન આવી તેહને એ દુઃખ તણા પરતાપથી
નિશા ગઈ વિચારમાં વામા ઉઠી ઉદવેગથી
ગૃહકાર્યમાં દીલ ચોટતું ના આજ પ્રાતઃકાળમાં
રસ્તે નજર નાખી જતી ઘડીએ ઘડી વિચારમાં. ૨૨

દીન એક વીત્યો એમ પણ ના કાન્તી આવ્યો ઘેર છે
લીલીતણું આજે વળી તે પ્રત્યે ઝઝું ઝેર છે
ના આવ્યો કાંતિ જાણીને લીલી ઘણું હરખાય છે
થાતી ઘણું મગરૂર મન અતિ મોદથી મલકાય છે. ૨૩

બીજો ત્રીજો ચોથો વળી એમ દીન પર દીન જાય છે
ચીંતા નત્તલશા તો કરે લીલી ઘણું હરખાય છે.
ધીરજ ખુટી ગઇ શેઠની કાંતિ ન આવ્યો ઘેર છે,
રહેઠાણ તેનાં જ્યાં હતાં ત્યાં તો કઢાવી પેર છે. ૨૪

કંઈ મોકલ્યા પરદેશ પત્રો તોય પતો ના મળ્યો
તેથી નત્તલશાનો અરે છે જીવ ચકડોળે ચડયો
બેબાકળા થઇ ફરતા ફરે જ્યાં પુછે જઇ વાતને
દિવસ બધો રખડી મરે કોઇ વિતાવે રાતને. ૨૫

એક દીન બેઠા શેઠજી ઉંડા નીશાશા નાંખતા
મુજ પુત્ર પ્યારો કયાં હશે અંતર વિચારો એ હતા
ત્યાં પત્ર આવી પોષ્ટમેન જ શેઠને આપી ગયો

જોઇ અક્ષર કાન્તી તણા આનંદ અંતર છે થયો- ૨૬
પાકીટ ફોડી વાંચીયું મજકુર નીચેનો હતો
દઇ ધ્યાન વાંચક વાંચજો ખુલ્લો કરૂં હું તે બધો

( પત્ર )

**કાંન્તી—**

છેલ્લા જુહારો વાંચજો તમ પુત્રના આજે પીતા ?
નવ ભાળશો મુજ મુખ કાળુ આ ભવેરે ઓ પીતા ? ૨૭
મુજ કૃત્યનો બદલો મને કીરતાર પ્રત્યેથી મળ્યો
બની છાકટો છટકી ગયો વળી ધર્મ કર્મથી ચળ્યો
શિક્ષા અધુરી કંઇ હશે તે દેહથી હજુ ભોગવું.
ચીંતા ન કરશો તાતજી કર્મે લખ્યું તે ભોગવું ૨૮

કંઈ રાનમાં રખડી કરી મુજ દેહને પાડીશ હું
વનચર જીવોને દેહ આ સ્વેચ્છા થકી આપીશ હું
લીલી તણા વર્તન પરે તાલાંશ રાખો તાત ઓ
નહિ તો ગતિ મારી થશે સંદેહ નહિ એ વાતનો ૨૯

વિરમુ લખી હું એટલું આ સારમાં સમજી જજો
કરી લગ્ન દેજો લીલીનું નહિ તો પુરા પાજી થશો

**કર્તા**—આ પત્ર વાંચ્યો શેઠીયાયે ચોધાર નયને તે વળી
તન ભાન ભુલ્યા શેઠને મુર્છા વળી આવી ખરી. ૩૦
દોડી બધાં આવ્યાં તહાં ઉપચાર તો કીધા કંઇ
મુર્છા તણું કારણ હજુએ જાણતું કોઈ નહી

ઘડી બે પછી શાંતિ થઇ વળી ઉઠી શેઠ તો બેઠા થયા
શાંન્તી તણા ઉદગાર અંતરથી સમુળા ના ગયા. ૩૧

ઉદવેગમાં દીન કંઇ ગયા ચીંતા વધી છે શેઠને
કરવો વીવા લીલી તણો પણ વળગ્યું પાપી પેટને
ના હામ કો દેતું નથી, માગ્યા પ્રમાણે શેઠને
લાગ્યો હતો ધોકો વળી, લીલી તણી કેરેક્ટરને ૩૨

સૌ આમ સંજોગો મળી, લીલી વીવાહીત ના થઇ
ભુલાં ભમાવી સર્વને, વ્યભીચારમાં વધતી ગઇ
રતની તણું તે ખાંજરૂ, ભુલી લીલા ગઇ છે હવે
ભુલે ચુકે ના સ્વપ્નમાં, સંભાળતી તેને હવે ૩૩

તે દીનનો રાખી લીધો, એક યાર તો છે કયારનો
ડેલી જઇ મળી આવતી છે વખત સંધ્યાકાળનો
પૂછે નવલશા તો કહે, પીતા હુમેશાં જાઉં છું
શ્રીનાથના મંદીરમાં, દર્શન નિમીતે જાઉં છું ૩૪

દીન આમતો વિતાવતી, લીલી અરે અતિ હોંસથી
નીજ યારના સ્થાનક વિષે, સંધ્યા સમે જઇ પહોંચતી
વાંચક અહિં અટકી જરા, શેઠણી વીજકોર શું કરે
ચાલો જરા જોઇ આવીએ, પ્રાક્રમ અરે એ શું કરે ૩૫

× × × ×

પુર યૌવને આવી ગઇ, વીજકોર વર્ષો વીતતાં

થઇ છે નવોઢા સુંદરી, અવયવ બધા સ્ફુરી જતાં
ઉગ્યો શરદપુનમ તણો, સોળે કળા જેમ ચંદ્રમા
યોવન ખીલ્યું વીજકોરનું, આજે અનેરૂ તેમ હા? ૩૬
પુર જોસમાં વીજકોર છે, પણ શેઠની શી છે દશા
વૃધ્ધા અવસ્થા આવી ગઈ, ઘડીઓ ગણે તે શો વસા
મુખ કરચલી પણ છે પડી આંખો ઘણી ઉંડી ગઇ
શીશ કેશ ધોળા તો થયા, કર લાકડી શોભી રહી ૩૭
વીજકોરનું યોવન અરે, છે શેઠને અતિ સાલતું
સંસારના વ્યવહારમાં, ના શેઠનું કંઇ ચાલતું
રે શેઠથી વીજકોરની, કદી કામતૃપ્તિ ના થતી
ઘડીએ ઘડી વીજકોર તેથી, શેઠ પર અતિ કોપતી ૩૮
પૈસે ટકે કંગાળ પોતે, નવલશા તો તો થયો
દેવુ વધ્યું મીલકત ગઇ, વ્યવહાર પણ ઓછો થયો
પાડી દરોડો આવતા, વળી લેણદારો રોજ તો
આવા અનેરા દુઃખથી, રોજે નવલશા ત્રાસતો ૩૯
શામળ નથુની પેઢીનો, આવ્યો મુનીમ છે એક દીન
ઉઘરાણી કરવા દામની, રાતો પીળો થઇ ક્રોધથી
**મુનીમ**–નાણા અમારા આપી દો, છીએ તમારા ગુલામ શું?
વદી ના તથા રહેશો કદી, વારંટ અહિંઆં લાવીશું? ૪૦
**કર્તા**—આ સાંભળીને શેઠ તો, ઘરમાં ગયા રડતા અતિ

શેઠાણીને જઈ વિનવ્યું, કર વાયદો મારી વતી
તે સાંભળી વિજકોર તો, ઝટ બ્હાર આવી નીકળી
મુનીમ ગયો અંજાઇને, આ બીજી રંભા ખરી ૪૧
મૃદુ વાકયથી વદતી અરે, પાસે મુનીમની તે ગઇ
મુનીમને તે જોઇને અતિ, આકરી ગતી ત્યાં થઈ

**વિજકોર—**

બોલી ધીમે રહી ત્યાં પછી, શાણા ફીકર શાની કરો
નવ દામ પણ આ દેહ છે, મન ચાય તેમજ વાપરો ૪૨

**મુનીમ**–આ શું વદો ઓ સુંદરી, છું સ્વપ્નમાં કે જાગતો
બોલો ફરી વળી સુંદરી, શંસય હજુ નથી ભાગતો

**વિજકોર—**

શાણા કહું શું હું ફરી, તમ લ્યો પ્રીતમ પાલે પડી

**કર્તા—**

કહી એમ આથી તે ગઇ, વળી કંઠમાં વળગી પડી ૪૩
છે સ્વર્ગનો અનુભવ થયો, મુનીમને તે સુખથી
કર બાથ ભીડી ભાવથી, આલીંગનો દે મુખથી
કંઇ વાર કીધી પ્રેમ ક્રીડા, તે પછી છુટાં પડયાં

**વિજકોર—**

વદી તે પછી વીજકોર, વ્હાલા આજથી પાનાં પડયાં ૪૪
વ્હાલા હવે તો આવજો, નીત નવ તણા સુમારમાં

રમુ પ્રેમ કેલી આપથી, જોબન તણા પુર બ્હારમાં
**કર્તા**—થઇ જયાં ઇતિશ્રી એમની, ત્યાં શેઠ ખુખાર્યા હવે
મુનીમ પડયો પંથે કહી, આવું અચુકતે વાયદે ૪૫

વ્યવહાર સારો ચાલતો, રોજે મુનીમ વીજકોરનો
નીત નવ તણા સુમારમાં, મુનીમ તણો ટાઇમ હતો
વળી આંખ આડા કાન, કરીને શેઠ ત્યાંથી ચાલતા
નીડર બની વીજકોરને, મુનીમ સુખેથી મ્હાલતા ૪૬

મુનીમ તણી કુચાલ આ, પેઢી વિષે જાહેર થઇ
ત્યાંથી રજા તેથી મળી, ઇજત બધી બગડી ગઇ
**મુનીમ**-પૈસા થકી પ્રીતી થઈ, ટકશે હવે શી રીતથી
યુક્તિ હવે હું શું કરૂ, ચાલે પ્રથા આ પ્રીતની ૪૭
**કર્તા**—વિચારમાં કંઈ દીન વહ્યા, મુનીમના ઉચાટમાં
પ્રીતી ટકે પૈસો મળે, રહેતો હતો એ ઘાટમાં
**મુનીમ**-ઘડી ઘાટ એવો ગોઠવ્યો, વસીએ જઇ મુંબઈ વિષે
તે વીણુ અમદાવાદમાં, ઉદ્યમ નહિ એવો દીશે ૪૮

વીજકોરને કહી વાત આ, વિગતે વળી વર્ણી વધુ
જો જઇએ મુંબઇમાં શે'રમાં, સુખ સો ગણું મળશે વધુ
બેસી બગી ચોપાટીની, કંઇ લ્હેર અંતર માણશું
પૈસો ઘણો રળશું વળી, તે મોકલી અહિં આપશું ૪૯
જઇ શેઠની માગો રજા, ખુશી થઇ તે આપશે

પૈસા મળે ભરચક અરે, તે કોને ખોટા લાગશે
કર્તા—વીજકોરને આ વાત તો, અંતર હવે તો ઉતરી
લોકો તણી નીંદા થકી, તે તો હતી કંટાળતી ૫૦

વીજકોર—

વ્હાલા સીધાવો આજથી એતો હતી હું માગતી
છે શેઠ બુઢ્ઢો બાયલો મારે રજા લેવી નથી
ગાડી અરે જે રાતની ફાસ્ટની તેમાં અરે
ઉપડી જવું એમાં હવે વિચાર ચોકસ તે ખરે ૫૧

મુનીમ—

મુનીમ કહે હું સાંજરે ગાડી લઇ આવું અહિં
તૈયાર થઇને બેસજો જાણે બીજુ કોઇ નહી
કર્તા-કહી એમ મુનીમ તો ગયો વિજકોર અહિ તઇયાર થઇ
સંકેત પરમાણે સાંજરે ગાડી વળી આવી ગઇ ૫૨
તે માંહી મુનીમ સાથે તો બેઠી જઇ ધીમે રહી
ગાડી ચલાવો સ્ટેશને ? બેઠાં અરે એવું કહી
જઇ ફાસ્ટમાં બેઠા અરે ગાડી હતી તૈયાર તે
છેલ્લી કરી સલામ ને લીધી પછી વિદાય જે ૫૩
આવી હવે મુંબઇ વિષે એક માળ ભાડે રાખીઓ
વેસ્યા તણા વશવાટમાં મુકામ પોતે રાખીઓ
ધનવાન ગ્રાહક ખોળીને મુનીમ તહાં તે લાવતો

વિના શ્રમે પૈસા મળે તે હોંસથી ઉડાવતો ૫૪

વિજકોર પણ અહિં લેરમાં દીનો ગમન કરતી હતી
નિત્યે નવીન યારો તણા સેવન થકી તૃપ્તિ થતી
અઢળક રળ્યો પૈસો અરે તે હાથ છુટે ખર્ચતી
સ્વચ્છંદી તે ચાલતી ના કોઈને ગણકારતી ૫૫

નર એક રોજે આવતો વિજકોરને માળે અરે
બેસી ઘડી વાતો કરી ચોકખા દીલે પાછો વળે
બે ત્રણ દિને બેત્રણ વશુ તે પ્રેમથી આપી જતો
જેથી પડયો મુનીમને તેનો અરે વિશ્વાસ તો ૫૬

વીજકોર જાણી એકલી આવ્યો અરે નર એક દી
**અજ્ઞાતનર**–મૃદુ વાકયથી બોલ્યો કહો વતન તમારૂં સુંદરી
દેખાવછો ઉંચ જાતનાં કયમ આ તમે ધંધો ગ્રહયો
છે માહુયરે પ્રીત બાંધવી તેથી મને સંશય રહયો ૫૭

**વીજકોર**–વીજકોર બોલી પ્રેમથી હું છું વણીક તનયા વળી
પતિવૃધ્ધ નવલશા હતો છે રાજનગરે સાસરી
વિજકોર મારૂ નામ છે મુનીમ જુનો યાર છે
સોદો કરો જો પ્રેમનો દાસી હજુર તૈયાર છે ૫૮

**કર્તા**–આ સાંભળી આ નરતણા નયનો ભરી ક્રોધે ગયાં
આવેશ આવ્યો અંગમાં ગાત્રો બધાં કંપી ગયાં
સમશેર ખેંચી પાસની લે આપું પ્રીતીદાન હું

પાડે ન પાડે બુમ ત્યાં ધડથી જુદું માથું થયું ૫૯
એવે મુનીમ ત્યાં આવીઓ તેને બળે ઝાલ્યો જઇ
આરોપ વીજકોર ખુનનો તે પર અરે ઠરવ્યો કહી
હાથે કડી કરી મોકલ્યો મુનીમને તો જેલમાં
અજ્ઞાનતર ત્યાંથી અરે બેઠો સીધો જઇ ટ્રેનમાં ૬૦

* * * *

વીજકોર નહિ નારી અરે એ નાગણી પુરી હતી
તેથી નવલશાને સુખે નીંદ્રા કદી ના આવતી
એ નારના જાવા થકી છે શેઠ આનંદ માનતા
રળી ખાઇશું પુત્રી પીતા મન એમ કહીને વાળતા ૬૧
અહીંઆં હવે લીલી રહી છે એકલી નીડર થઇ
ભુલાં ભમાવી તાતને નીજ યારને મળતી જઇ
પ્રપંચ આ લીલી તણો પણ શેઠ તો જાણી ગયા
ઘર બહાર ના જાવું કંઇ એમ શેઠના હુકમ થયા ૬૨
લીલી હવે યુકિત કરી નીજ તાતને કહેતી હતી
**લીલી**—ઓ તાતજી હું એકલી ઘરમાં રહું શી રીતથી
આપો રજા સખી એક છે આવે અહરનીશ આંહીં તો
ગમશે મુને સારૂ પછી રહીશું સુખે ઘર માંહીં તો ૬૩
**કર્તા**—તે સાંભળી કંઇ શેઠના, અંતર વસી તેની દયા
**નવલશા**—
સખી લાવજે સુખે અરે, તેની તુને જા છે રજા

**કર્તા**—લીલી જઇ નીજ યારને, સખી વેશમાં લાવી અરે
સાથે સુવે રાત્રી બધી, વ્હેલી ઉઠી તે તો પળે ૬૪
કંઇ દીન ચાલ્યું એમ પણ, ના પાપ છાનું રહે કદી
થઇ છે સગર્ભા ક્યારની, લીલી લીલી તેથી થઇ
ચર્ચાઈ વાતો પોળમાં, ટોળે વળી જન કંઈ કરે
ધીમે ધીમે પણ શેઠને, કાને ગઇ તે તો ખરે ૬૫
હવે શેઠના ઉદ્વેગનો, ના પાર તો પુરો રહ્યા
**નવલશા**-તવ મરવું મનમાં આદર્યું, ઉપાય બીજો ના રહ્યા
પુત્રજ ગયો, નારી ગઈ, આ છોકરી આવી થઇ
મુખ શ્યામ મારૂ થઇ ગયું, જીવવું હવે સારૂં નહિ ૬૬
એક રાત પાછળ ઓરડે, લીલી સખી સંગે સુતી
સખી વેશમાં એ યાર સાથે, વાત કંઈ કરતી હતી
**લીલી**-જુવો સલુણા સાંભળો હું તો સગર્ભા છું થઇ
કર્યું છાનું કર્મજ આપણે પણ વાત એ ફૂટી ગઇ ૬૭
માટે અહીં રહેવું નહિ કો ઠામ નાશી તો જવું
તો જાન બચશે આપણા દીન ઉગતાં ઉપડી જવું
**યાર**-તવ યાર બોલ્યો હેતથી મુજને વહાલી એ ગમે
ઉપડી જવું નીશ્ચે અરે હા ! વાય વહાણું જે સમે ૬૮
વિચાર કરીને તે સુતાં તવ દ્વાર તો ખખડ્યું તહાં
**કર્તા**-ઝાંખા દીપકના તેજમાં નર એક દીઠો છે જહાં

**અજ્ઞાતનર—**

નર ત્યાં વધો લીલી હવે સાંભળજે તુજ પાપને
બદલો હવે જો આ મળે તું નર્ક રસ્તે માપને. ૬૯

**કર્તા—**

એવું કહી તલવારથી લીલી શીરે ઘા છે કર્યો
લીલી તણો ત્યાં આત્મા છે નર્કના પંથે પળ્યો
સખી વેશમાં જે ચાર છે તે બાંધીઓ સ્થંભે જડી
ત્યાં ઓરડા બીજા મહી ચીસ કારમી તો સાંભળી ૭૦
ઝટ બારણું ખોલી જુવે તો તો નવલશા રે "અરે
ફ્રાંસો ગળે છે ઘાલીઓ નર ત્યાં ગયો કંપી અરે
ઉચકી લીધા ત્યાં શેઠને ઝટ દોરડું કાપી દીધું
મરતાં નવલશા તો બચ્યો કંઇ સાન આવી જળ પીધું ૭૧
બોલ્યો નવલશા કંપતો ઓ ભાઇ આપ જ કોણ છો

**અજ્ઞાતનર—**

અજ્ઞાતનર તવ તો વધો શું મુજથી અજાણ છો
હું તો તમારો બાળ છું મુજ નામ કાન્તીલાલ છે
હું પત્ર લખી જાતો રહ્યો તે તો તમોને યાદ છે. ૭૨
નીજ પુત્રને ત્યાં ઓળખી ઉઠી નવલ ભેટી પડયા
કહાં પુત્ર કયાંથી આમ તો અણીને વખત આવી ચઢયા

**કાન્તી—**

સુણો પીતા અહીંથી ગયો શ્રી જાત પર રોષે ભર્યો
કંઇ દીન જંગલ સેવીને છે ભેખ અંગે તો ધર્યો. ૭૩

જગમાં અધમ કર્મો કરે અંતર હતી એ દાઝતો
તેથી થયો જોગી મટી સી. આઈ. ડી. પોલીસ તો
મુંબઇ વિષે જઇને રહ્યા કુકર્મી સ્ત્રીઓ શોધતો
નવી માત પણ મુજ કર ચઢી તેનો કીધો નીકાલતો. ૭૪

ત્યાંથી વળી પાછો ફરી કીધી લીલીની એ દશા
વળી ચારને બાંધી મૂકયો તેની થશે પણ એ દશા
માટે હવે ઓ તાતજી કંટક બધા દુર છે થયા
પાપી પ્રપંચી જીવડા નર્કે સીધાવી તો ગયા. ૭૫

તમ કૃત્યના બદલા તરીકે દુઃખ પણ તમને પડયું
મુજ પાપનું તો ફળ કયારનું મેં ભોગવી તો છે લીધું
બાકી રહેલી જીંદગી પ્રભુ નામ લઇને ગાળીએ
હું રહું કુંવારો જન્મભર સ્ત્રી જાતીને ધીક્કારીએ. ૭૬

* * * *

પ્રભુ ભકિત કરી સુખી થયા કાન્તી નવલશા ત્યારથી
વીજકોર લીલી અરે નર્કે સીધાવ્યાં જયારથી
આ નારીઓ કે નાગણી કહો ભાઈ સાચુ પારખી
કહે દાસ જોઇતારામ વિષધર ખરી એ નાગણી. ૭૭



# ભાગ ૩ જો

## ( કાંન્તીલાલની કર્મ કથા )

**કર્તા—**

એક દીન કાન્તીને નવલશા શાંતિથી બેઠા હતા
વાતો વળી સુખ દુઃખની સ્નેહે થકી કરતા હતા

**નવલશા—**

પૂછ્યું નવલશાએ અરે ઓ પુત્ર કાન્તીલાલ તું
શા કારણે સંસાર છોડયો કેમ કીધું ચાલતું
કો સ્થળ જઇ અહીંથી રહ્યા ત્યાં શી વીતી તુજ જાતને
તે ભાઇ માંડીને કહે મુજ આગળે એ વાતને
મુજને અપેક્ષા થાય છે તુજ એ કથા સુણુવા હવે
વિસ્તારથી કહે ભાઈ તું ના શોચ અંતર ધર હવે.

**કાન્તી—**

કાન્તી વદ્યો પિતા સુણો કહું વાત એ માંડી બધી
દઇ કાન સુણજો તાતજી જે જે વીતી હમણાં સુધી
અહિંથી જઇ રતની તણા હું ખાંજરે રહેતો હતો
દુષ્કર્મના વ્યવહારમાં મુજ કાળ કંઇ વીતી જતો.
લીલી જતી પણ તે સ્થળે સંકોચ મનથી પરહરી
મુજ ભાગ્ય બળથી ત્યાં અરે અમ બેઉની સંધી મળી

મેં ઓળખી લીલી નહિ સુરા તણા સેવન થકી
તે ઓળખી મુજને ગઇ પણ ના ધીરજ ધારી શકી. ૪
મુજ નાશિકા છેદન કરી ચાલી ગઇ જાણે વેગથી
રડતો પડ્યો હું એકલો અતિ દુઃખને ઉદવેગથી
આવી તહાં રતની મને મૃદુવાણીથી આશ્વાસતી
ધીરજ ધરી છાનો રહ્યો રૂમાલ માગ્યો પાસથી. ૫
આપ્યો મુને લાવી અરે પાસે પડેલો જે હતો
મેં ઓળખ્યો લીલી તણો મેં આપીઓ તેને હતો
રતની તણા મુખથી અરે એ વાત પણ મનવી દીધી
વૈરાગ્ય ત્યાંથી ઉપજ્યો દીક્ષા અરે ત્યાંથી લીધી ૬
રતની તણા કુકૃત્યનો બદલો અરે પણ ત્યાં દીધો
ભોંકી દઇ ચપ્પુ હૃદય ત્યાં જાન તેનો લઇ લીધો
સ્ટેશન પરે ત્યાંથી જઇ જતી ટ્રેનમાં ઉપડી ગયો
અળગી કરી ઉપાધી ને જાણે હવે યોગી થયો. ૭
મુજ પાપ કર્મોની હવે પરંપરા તરી આવતી
સંભારીને ઘણું સોચતો પણ ના જરી શાંતી થતી
ક્યાં જઇશ ને ક્યાં રહીશ હું એ વિચારો આવતા
આ પાપથી પરીપુર્ણ જીવને કોણ આપે સ્હાયતા. ૮
વીચારતાં એવું સુજ્યું કોઇ તીર્થ સ્થાને જઇ વસું
મુજ દેહ ત્યાં પાવન થશે ના ખર્ચ થાએ કશું
રેવા તટે ચાંણોદમાં જઇને રહું હું તો વળી
કદી સંત સેવા ભાવથી મુકિત રળું હું તો ખરી. ૯

કીધો જઇ ચાંણોદમાં મેં વાસ ઉડી હોંસથી
હતી ધર્મશાળા ત્યાં રૂડી રહેતો હતો ત્યાં મોજથી
મુજ પાસ પૈસા પણ હતા ના દુઃખ તેથી વેઠતો
ખાઇ આવતો વીશીએ જઈ રાત્રી થતાં ઉંઘી જતો ૧૦
અનુક્રમ વિત્યો કંઇ એમ દીન ત્યારે પુરો ભોમીઓ થયો
પ્રખ્યાત સાધુ સંતને પુરાણીઓ ઢુંઢતો રહ્યો
એ સાંભળો પીતા તમે કહું તેમની આજે કથા
થઇ ધર્મધુરંધર પૂરે કહું કર્મ તે કરતા યથા ૧૧
ઉપદેશ દેવા બેસતા તવ સ્વર્ગ કેરા દેવતા
પણ કર્મ જો નીહાળીએ અંગાર સમ એ દેવતા
જ્યાં બેસતા કરવા કથા શ્રોતા ઘણા ભેગા થતા
દઇ તાળીઓ સહુ નારીઓ પુરૂષો ઘણાએ કુદતા ૧૨
વળી કૃષ્ણ ને રાધા તણા વિહાર પદ ગાતા હતા
તજી લાજને મર્યાદમાં રમીને ઘણા ખુશી થતા
અહા? ધર્મને પ્રભુ કૃષ્ણના ઓથે કુકર્મો કંઈ થાતાં
શાંતી વળીના ત્યાં મુને જોઇ કથાની એ પ્રથા ૧૩
વિમુખ ગઇ ત્યાંથી વળી સંતો તણા ચરણે ધસ્યો
મ્હોકાણ પણ એ ત્યાં દીઠી જોઇ ઘણો હું તો હસ્યો
એ સંત પણ ભગવંતના નામે લઈ બેઠા ખરૂં
બાવો અને બાવી મળી સુંદર ચલાવે ખાંજરૂં ૧૪
ઠાકોરના નામે ઉડાવે માલ મલીદા અવનવા
તેથી નવી ત્યાં નારીઓં ઘણી આવે સેવીકા થવા

સેવક ઘણાએ આવતા કંઈ ભેટ ધરતા ભાવથી
મન ચ્હાય તેમજ ખેલતાં નર નારીઓ નીજ દાવથી ૧૫
આવાં સ્થળો અહીં એક નહીં ગણુતાં બધાંએ થાકીએ
કરીને નમસ્કારો દૂરે એ વાત અહીં અટકાવીએ
નવી ઘાટને વળી વાટમાં જ્યાં ત્યાં બજારે હાટમાં
જન માત્ર મશગુલ થઈ રહે વ્યભીચાર કેરી વાતમાં ૧૬
જે દુઃખથી હું નીકળ્યો તે દુઃખ આગલ આવીયું
અહીં તીર્થની શી ભાવના તે તો હવે વિચારીયું
નીતી તણો છાંટો નહિ જ્યાં ત્યાં અનીતી ઉભરે
મુજ દગ્ધ થાતા દીલને શાંતિ કહો ત્યાં શી વળે ૧૭
પુછયું બધે પુરમાં ફરી કોઈ યોગી ઉત્તમ છે અહીં
કરવા ગુરૂ છે માહરે પુછતો બધે ફરતો રહી
વૃદ્ધો તણી મહેફીલમાં પુછી જઈને વાત આ
તવ ભાળ મુજને ત્યાં મળી યોગી તણી સાક્ષાત આ ૧૮
વૃદ્ધો વદ્યા શું ભાઈ આપજ છેક અજ્ઞાની દીશો
મશહુર ગંગારામ છે યોગી જતાં ત્યાંના ખીશો
ત્રણ કોશના અંતર વિષે શુકદેવની જગ્યા મહી
અવધુત યોગી ત્યાં રહે કંઇ જ્ઞાનમાં ખામી નહી ૧૯
જો સંચરો ત્યાં ભાઇ તો તમ શ્રેય કાયાનું થશે
દર્શન કરી પાવન થશો આખર વળી મુકિત થશે
હોડી હમેશાં આવતી મહારાજની આ ઘાટમાં
રાત્રી અને દીવસ તણા આવે અચુક નવ વાગતાં ૨૦

ભાડા વિના લઈ જાય છે દર્શન નિમીત્ત જાય જે
સૌ એમ દર્શન તો કરી પોતે પવિત્રજ થાય છે
નથી અહાર જેને અન્નનો પય એકલું પીને રહે
તાપે ધુણી રળી તાપમાં કૃષ દેહ પણ તોયે દહે ૨૧
મહા યોગી ધારી તેમને કો ભેટ ધરતા ભાવથી
તુચ્છકાર તેનો તે કરે ઉઠાવતા દઈ લાતથી
સ્ત્રી મુખ ના જોતા કદી એવા પવિત્રજ એહ છે
જાતા ઘણાં વાટે જનો જઇ આવીઆ વળી જેહ છે ૨૨
માટે સીધાવો ત્યાં તમે શાંતી સદા મળશે ખરી
તકલીફ વેઠો આટલી જાશે જીવન તમ સુધરી
વૃદ્ધો તણા અનુભવ તણી આ વાત જ્યાં મેં સાંભળી
યોગી તણા ચરણે જવા આત્મા રહ્યો મુજ ખળભળી ૨૩
સરીતા તટે હું આવીઓ પુરા હવે નવ વાગતાં
ભગવા નિશાને નાવડુ મેં ઓળખ્યું પાસે જતાં
નાવીકને પુછી હવે મેં ખાતરી પાકી કરી
નૌકા વિષે હું ચઢયોં મન ધ્યાન યોગીનું ધરી ૨૪
બીજા બધા ભાવીક ભકતો યોગીના બેઠા હતા
ગુણ ગાન કરતા યોગીના નૌકા વિષે ચાલ્યા જતા
કંઇ કાળ વિશે આવીઆ શુકદેવ ઓવારે અમો
જયઘોષ કરતા ઉતર્યા ધીમાં ડગે ચાલ્યા અમો ૨૫
યોગી તણા આશ્રમ મહિ ઘડી એકમાં પહોંચી ગયા
આશ્રમ સુનો એ જોઇને શોકાતુર સરવે થયા

એક શીષ્યને એક દીન જન ત્યાં ફકત બે બેઠા હતા
ત્યાં આવતા ભાવીકને આશા દઇ બેસાડતા ૨૬
પૂછ્યું અમે એ શીષ્યને દર્શન કહો કયારે થશે
ત્યારે વદ્યો એ શિષ્ય હમણાં બહાર એ તો આવશે
નિમગ્ન ધ્યાને છે હજુ એકાંતમાં બીરાજતા
બેસો અહીંએ આવતા અધીરા જરા ના થતા ૨૭
શીર નામી યોગી આસને જય જય વદી બેઠા તહાં
યોગી દીઠા ત્યાં આવતા ઘડી બે ઘડી વીતી જહાં
આવી ઉભા નીજ આસને સાષ્ટાંગ તો સરવે કર્યા
આશીર્વચન યોગી વદ્યા સેવક શીરે હસ્તો ધર્યા ૨૮
આજ્ઞા લઇ બેઠા બધા યોગીની જાસન પણ કર્યા
સંપૂર્ણ ઉત્તર આપતાં પ્રશ્નો અમે જે જે કર્યા
શાંતી મળી અમને ખરી પુજ્યભાવ તેથી ઉપજ્યો
જીવ્હાગ્રે શાસ્ત્રો જોઇને આનંદ અમને છે થયો ૨૯
ટાઇમ થયો ઉઠયા તણો સહુ ભેટ ધરતા ભાવથી
કો પાંચને પચીસ કો મૂકી દીધા અનુક્રમ થકી
તે ભેટને લઇ યોગીએ એક પોટલી બાંધી દીધી
ચીપીયા વડે પકડી બળે ધુણી વીશે ખોસી દીધી ૩૦
બીજા વળી રૂપીઆ લઇ મુઠી ભરી ફેંકી દીધા
બેઠો હતો પામર હુયે તેણે બધા વીણી લીધા
ધુણી વીશે ખોસ્યા જહાં નાદ ગેબી તો થયો
સુણી જનો સરવે મને શંસય ઘણો પડયો ૩૧

યોગી ક્રિયા કરી એટલી, ઘડી એકમાં જાતા રહ્યા
બેસી રહેલા શીષ્યને, પૂછતા અમો બેસી રહ્યા
શીષ્યે અમો સંશય બધો, ઘડી એક ફોડી દીધો
એ નાદનો વૃતાંત અમને, માંડીને સરવે કહ્યો ૩૨
તમ ભેટ અગ્નિ દેવને, યે યોગીએ અર્પણ કરી
જઈ વિષ્ણુ ચરણે અગ્નિ દેવે, સ્વર્ગમાં પોતે ધરી
કરી નાદ દુંદુભી તણો, વિષ્ણુ ઘણા હર્ષિત થયા
તમ ભેટના રૂપીઆ બધા, વિષ્ણુ ચરણ પહોંચી ગયા ૩૩
બાકી રહેલા રૂપીઆ, ખેરાતમાં દીનને દીધા
ના યોગીએ તેમાં થકી, પૈસાજ ત્રણ પણ તો લીધા
વાહવા ? વદી યોગી તણી, જયકાર કરતા નીકળ્યા
તૈયાર હોડી તો હતી, સરવે ચઢયા ઉલટ ભર્યા ૩૪
પાછળ ભરાઇ હું રહ્યો, યોગી પરે આશક થઇ
હું આશ્રમે બેઠા જઇ, શીષ્યે મને પુછ્યું વળી
કહો કેમ પાછા આવ્યા, શંકા તમોને શી રહી
યોગી ગયા એકાંતમાં, તે આવશે હમણા નહી ૩૫
વિચાર વ્યકત જખ કર્યો, જે માહરો નક્કી હતો
થઇ શિષ્યને સેવા બજાવું, યોગીની હું આજ તો
એ વેણ મારા સાંભળી, તે શીષ્ય મુજ પર કોપીઓ
ડંડો લઇ સામો થયો, મર્યાદ સરવે લોપીઓ ૩૬
જા, હઠ હરામી કહી મુને, ગાળો દીધી કંઇ ચોપડી
વળી પણ કહ્યું શિષ્યો તણી, કંઈ ખોટ અહિંઆ ના પડી

કહી એમ ડંડા બે દીધા, ચીસ પાડી હું નાસી ગયો
છેટે ગયો કળ ત્યાં ચઢી, અવાક પડી ત્યાં હું રહ્યો ૩૭
ખાવું પીવું ત્યાગી દીધું, ઉપવાસ કરતો ત્યાં પડયો
દીન એક બેને ત્રણ તણો, એમ કાળ તો વીતી ગયો
ચોથે દીને યોગી તણી, મુજ પર કૃપા પુરી થઇ
બોલાવી પાસે મુજને, વાતો સુણાવી કંઈ નવી ૩૮
યોગી તણા આશ્રમ મહી, અનુકુળ થઇને હું રહ્યો
અધિકારમાં વિશ્વાસથી, ચઢતો અધીક હુંતો ગયો
પુરી પરિક્ષા માહરી, કરી યોગીએ સાથ લીધો
કાંઇ દુર મુજને લઇ ગયા, ગંભીર ગુફા ત્યાં હતી ૩૯
ગુફા વિષે દાખલ થઈ, એક દ્વાર ત્યાંથી ખોલીયું
સીડી હતી માટી તણી, જોઈ કલુષ્ટીત મન થયું
યોગી લઇ અંદર ગયા, સીડી થકી તો ઉતરી
ભય ત્યાં મને અતિ ઉપજ્યો, ગમ ના પડી મુજને જરી ૪૦
વિશ્વાસ રાખી હું ગયો, યોગી પુંઠ ધીમે ધીમે
આંટી ઘુંટી વટી એ બધી, જોઇ ધીમેથી ચાલતા
વળી દ્વાર એકજ આવીયું, ખોલી અમે અંદર ગયા
શોભા નિહાળી સ્વર્ગની, તન ભાન તો ભુલી ગયા ૪૧
છે રાજ વૈભવ ભુલવે, એવો બધો વૈભવ અહિં
આ સ્વર્ગ કે અવની અહિં, તેની મુને ગમ ના રહી
આ ઇંદ્ર કે છે શેષનો, આ વાસ શું સાક્ષાત તો
અંતર વિચારો ઉદ્ભવે કોને પુછી લઉં વાત તો ૪૨

